શ્રી પાંચમી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના કર્તા

# સ્વર્ગવાસી.

## જીવદયા પ્રતિપાળ રાજનગર નિવાસી

નામાંકિત શેઠશ્રી

## જેસિંગભાઈ હઠીસીંગ

### યશ વિરહ બાવનિ. ઉરફે જયસિંહ
### (વલદે) વિજયસિંહ વિરહ બાવનિ.

દોહરો.

ધર્મ ધર્મ નર મુખ વદે, કયાં જાણે છે કોઇ;
થિર રત્ન જેસિંગ જતાં, ધર્મ જાણ્યુ નર એઇ.

રચનાર,

**વાડિલાલ શાંકળચંદ.**

શાહપુર મંગળપારેખના ખાંચામાં હાલ
હાજાપટેલની પોળમાં પાડીયાની પોળ.
અમદાવાદ.

પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭

જૈન વિદ્યા વિજય પ્રેસ-અમદાવાદ

# વિજ્ઞપ્તી.

આ નરવિરની મુલાકાત મગનભાઇ શેઠની વાડીમાંથી નોકારશિ જમીને આવતાં તેમની વાડીના દેરે પુજા હોવાથી દર્શન કરવા જતાં આ રૂપવાન પુરૂષ એજ દેરાસરના પરથારમાં ભગવાનની છાયા નીચે આનંદ લેતા હતા, તેજ વખતે દર્શનનો લાભ લઇ શેઠજી સાહેબ પાસે વાતચીત થઇ તેમાં જૈનધર્મ વિરૂદ્ધ મીલની વાતચીત થતાં મેં કેટલીક જીનભકિત માટે કવિતા ચાબખાના રૂપમાં કહેવાથી મને ફરી મળવા કહેલ પણ હું વિદેશ જતાં આવા વિરપુરૂષનું દર્શન કરવા પામ્યો નહીં એજ મારા નશીબની અયોગ્યતા જે મારા સાંભળવામાં આવતાં દીલગીરી પસરતાં શેઠ શ્રી જેશિંગ જશવિરહ બાવનિ ઉરફે જયસિંહ વિરહ બાવનિ વલદે વિજયસિંહ વિરહ બાવનિ આપવાનું કારણ એ કે શેઠજી સાહેબનું નામ દેવનું વરદાન લઇ આવેલા પુરૂષનું નામ હું જયસિંહ આપુછુ. કેમકે જયને જીતી જશના ડંકા દીધા છે. એટલુજ નહીં પણ પોતાની વિનયતારૂપી હથિયારથી સિંહોને ઉતારા આપી તેમના સહેવાસથી પોતે સિંહ જેવા બની વિનયથી સિંહને જીતી લઇ પોતાની સાથે એવા તો જોડી દીધા હતા કે આ શોકજનીક બાબતથી તેમને પણ દિલગીરીમાં ખામી રહેશે નહીં ને અમારી તરફથી જયસિંહ તેમજ વિજયસિંહ નામ બાવનિમાં વપરાયું છે તે ઠેકાણે તેમને સમજી લેવા આ શેઠ સાહેબને વિજયસિંહની ઉપમા દેવને ઘેરથીજ તેમને શોભતી હતી. તેથીજ પોતે રૂપમાં, ગુણમાં, હુન્નરમાં, જશમાં, વિનોદમાં, વાણીમાં, સદા-

ચરણમાં, રંગીત સંગીતમાં, દેવભક્તિમાં, ધર્મમાં ચુસ્ત હતા. માટે જયસિંહ ઉરફે વિજયસિંહ બાવનિ નામ આપવામાં આવ્યું છે, તે પોતે મળતાવડા, મેળાવડા, હોંશીલા, દયાળુ, માયાળુ બધી વાતે નિપુણ હતા, ને તે ધારે તે કરી શકે તેવા હતા, પણ તેઓ સાહેબે મને કીધુ હતુ કે ધર્મવિરૂદ્ધ એ કામ આપણા ધર્મ આધારે ગણાય છે માટે પાપમાં પડી જૈન ધર્મમાં ચુસ્ત છું એમ મીલ કરી કહેવડાવવા માગતો નથી. આવા (દાનશીળ) ધર્મશીળ પુરૂષ માટે જે લખુ તે કમતી છે. હું અલ્પમતી શું લખી શકીશ એમ ધારી નાહિંમત થવું કામનું નથી. કેમકે આજ વિરનો દાખલો કે કોન્ફરન્સમાં પોતે હિંમત નહીં હારતાં પોતે એક ટેક રાખી રાજનગરને શોભાવી દીધુ કે જેના કીર્તીસ્થંભમાં અક્ષર યાદગીરી તરીકે ધર્મની છેવટે સેવા બજાવી કોતરાવા આ કિર્તીકમાણી ચુકયા નથી. આ જગતમાં અવિચળ નામ કરી ગયા જેથી ગયા નથી પણ આબાદ છે. ગુજરાતની રાજધાની અમદાવાદ જે રાજનગર નામે પ્રખ્યાત છે તે રાજનગરને શોભાવનારા જે રાજનગરનું નાક કહો, અગર રાજનગરનો તેજસ્વી પાણીદાર કોહિનુર હીરો કહો જે વિદાય થતાં જે દીલગીરી ઉદાસી પથરાઇ છે, તેનો કંઇક સાર આપ નજરે નિવેદન કરૂં છું તેમાં થતી ભૂલચૂકની ક્ષમા આપી આ અલ્પજીવનો ગુન્હો ક્ષમા કરી સ્વિકારશોજી.

હું છું આપનો જૈનબંધુ બંધવ હીત ઇચ્છનાર

**વાડિલાલ સાંકળચંદ.**

શ્રી

ગણેશાય નમઃ

# શ્રી સત્ય દેવ નમ.

## દોહરો.

અવની પર ઉજ્વળ યશો, વિરહ બાવનિ જાણુ;
કીર્તી સ્થંભમાં કોતર્યો, વિજયસિંહ પ્રમાણુ.

## માલિની.

અરર અરર આતો, કારમો કેર કીધો,
મનહર રૂપ હીરો, છેતરી હાથ લીધો;
ચરર ચરર લાગ્યો, કારિ ઘા ક્યાં સમાવે,
કડડ કડડ ભાગ્યો, સ્થંભ ધીંગો ભમાવે.

## માલિની.

અતિશય દુઃખ ગેબી ગોળિયે માર મારી,
સરવશ સબ લીધું, ધામનું તેજ ભારી;
જગર નગર કીધું હામ બેઠાજ હારી,
સરવ નજર ચુકી, ફાવિયો ઘાવ કારી.

## દોહરો.

થાતાં જેશીંગભાઇની, વિશ્વ થકી વિદાઇ;
લાખેણિ આ શહેરની, લિજ્જત ગઇ લુંટાઇ.

## મનહર છંદ.

સંસારનો ખેલ જોતાં નહીં સાથે આવે કોઇ,
જ્ઞાનવાળા અભણુ જે અંતે ઉડી જાય છે.
નહીં ધનવાન રહે ડાહ્યા નર કે નાદાન,
મરણુ સરણુ વિના છુટકો કયાં થાય છે.
મોટા મોટા રાવ રાણા સમૃદ્ધિ મુકીને ગયા,
આખરે રહ્યા ન કોઇ જતા જે દેખાય છે.
ઉપાયો અનેક કરો ખરો ધર્મ મર્મ જાણી,
કિરતી કમાઇ ગયા જીવતા જણાય છે.

## મનહર.

મહા કાળે ક્રોધ કરી કલ્પતરૂ કાઢી નાંખ્યું,
સુખનું છેદન કર્યું મન શું વિચારીને.
છીનાવ્યો અમૂલ્ય હીરો છકેલે છેતરી લીધો,
અખે પાત્ર રંકતણું લીધું લઇ ધારીને.
દાની નર તણી ખોટ અહીં તો જણાવા લાગી,
તહાં પણ ખોટ થકી વૈમાન ઉતારીને.
દેવતામાં શોભે એવા દેવને ખુલાસો દેવા,
ભીડ પડી દેવતાને તેડાવ્યા સંભાળીને.

## મનહર.

ચુકાદો દેવને દેવા તેડાવ્યા વૈમાને કરી,

ગંભીર વિચાર વાળે, જવા રજા લીધી છે.
કુટુંબને ફુળવાને, પિરજને ધર્મ આપી,
સમજાવી શાંત પાડી, તૈયારી તો કીધી છે.
જગતમાં વાદ ઘણો, ધર્મ તણો ચાલી રહ્યો,
તેનો ત્યાં ખુલાસો લેવા એવી જેની વિધિ છે.
ગયા નથી જીવતા એ, મુલકની મુઝવણે,
લડે નહીં હિંદ લોકો એવી સભા કીધી છે.

## મનહર.

સભામાં વખાણુ થાય કંચન આપવા વાળો,
કેવું રૂપ શોભે જુવો દેવતાના સંગમાં.
ભુલ કરી વિધી જુવો અવતાર અહીં દીધો,
નથી કરી ભૂલ એણે બોધના ઉમંગમાં.
પાટણથી પાછી વાળી જેણે એક ટેક માટે,
વાદની સભા ગજાવી રહીને ઉમંગમાં.
ઘણાની હિંમત ભાગી નર શુરો બડ ભાગી,
બ્હાદુર જેશીંગભાઇ પાર પાડી રંગમાં.

## મનહર.

શહેર તણું નાક હતું અચળ હીંમત દેખો,
કિંમત ગણાય નહીં ધન્ય ધન્ય હામને.
નાણાં કાલ વહી જાય દેહ પણ ચાલી જાય,
કીર્તી અખંડ શોભે ભાગ્યશાળી નામને.

શોખીલા સંતોષી તેવા રૂપવર નર એવા.
રાજનગરમાં નથી શોભાવ્યું આ ધામને.
ધિર વિર શુરવિર ઉમદાઈમાં અમીર,
કંચન સમાન ગુણે હતો લાભ ગામને.

મનહર.

કોઈ દેવે હય દાન ગજ દાન હેમદાન,
પણ નહીં ધમદાન સજાને ગજાવીને.
ભાવપુર રૂડેલાં અહીં કામતો આરોપી લીધું,
જૈન હીત ચીત મ્હોટાં કીર્તિને વજાવીને.
આબરૂ લાખોણી તણા કોટ જેણે ખડા કીધા,
જતાં યાદગીરી માટે સેવા આ બજાવીને.
ધન્ય ધન્ય શેઠ મ્હારા ગુણની ઇલાહી કરૂં,
ગણતાં ગણાય નહીં ગયા લલચાવીને.

મનહર.

પર દુઃખ જાણનારો વિક્રમ અવાસી થયો,
ભાગ્યશાળી ભોજ બીજે ગયા કુચ કરીને.
અસત્ય આ જગતનું જાણીને કંટાળો લાવી,
સત્યને નિભાવવા એ બેઠા ઠામે ઠરીને.
જન્મને મરણ તજી ઇંદ્રનો સ્હેવાસ ગમ્યો,
જાલીમ જમાનો તજી જૈન જ્ઞાને વરીને.
ઇનસાફી અદલ એ ઇનસાફ દઇ કરી,

સભાને શોભાવી ગયા જૈન દુઃખ હરીને.

મનહર.

નમૂનો ઉદારતાનો એકાએક લોપ થયો,
રોળાઈ એ રૂપ ગયું રાંક તણો માળવો.
જ્ઞાન વૃષ્ટિ સાધી જેણે સમાધી ચડાવી કરી,
અવધી આપીને ગયો માટે તો સંભાળવો.
સ્વધામ તણું સુખ ન્યાયવાળું દેખે જ્યારે,
ન્યાઈ ને ન ગમે અહી ન્યાયમાં જમાવવો.
એમ ધારી નવ આવે કળીયુગ દુઃખ ધારી,
હરિશ્ચંદ્ર ભેગો ભળ્યો નહીં જીવ બાળવો.

મનહર.

ટેકીલો પ્રતાપી બીજો નજરથી દુર થતાં,
ધરાથી સિધાવ્યો મિરા હીરો તો આનાદમાં.
તોડી નાખ્યો હીરો લ્હોવે કાયમનો ગુણ હિરો,
તેજ કરી ઝગી રહ્યો સભાના વિનોદમાં.
લૂંટાવા ઝુંટાવી લેવા ભલે કળ રૂપ ધારે;
આબરૂનો સ્થળ જન સમાજના વાદમાં,
રંગ જશે રૂપ જશે દેહ તો જવાની માની,
પણ ગુણ લખ્યા નહિ સૃષ્ટિની યાદમાં.

મનહર

ધરમનો સ્થંભ ધીંગો ભૂ...ળથી ભાગી જતાં,

સખાવતી હાકેમ એ જતાં દુઃખ દાઈ છે.
દયા તણી છાયા આજે અવનીથી દુર થઈ,
વાડી બાગ બગીચાની કળી કરમાઈ છે.
ભુખ્યાનું ભોજન જ્યારે ભવિષ્યે આ એંચી લીધું,
અસ્ત ભાનુ થવા થકી સુખ દુઃખ દાયી છે.
ત્રુટયું ન્યાય ત્રાજવું આ દાખે દેખો વાડીલાલ,
અસાર સંસાર માયા ઠાલી ઠુકરાઈ છે.

મનહર.

આપના સુપુન્ય તણું વૃક્ષ દીપે જગ માંહી,
અમૃતનાં ફળ આપે નર એ વિખ્યાત છે.
આપની સુકીરતીના દિલ્હી ગઢ શોભા આપે,
મહીમા ભંડાર ભર્યા બધે એ પ્રખ્યાત છે.
જીવશું જગત માંહી જશ ધરી નામ તારૂં,
પ્યાર કરી વ્હાલા નહી મનથી વિસારશું.
ગાન તાન કિરતીનું કોડેથી કરીશું અતી,
સવાર ને સાંઝ પ્યારા ઉર ગુણ ધારશું.
દાખે આજ વાડિલાલ જૈન દેવ સેવી કરી,
શેઠ ગાદીની આશીષ હમેશાં ઉચ્ચારશું.

દોહરો.

ત્રણુ બંધવની જોડ એ, મગન મૂલચંદ કાજ,
આ૧ તણી સાળ કાઢવા, ... યા જે ... શિરતાજ;

ઉત્તમ જન્મ શ્રી શેઠનો શુભ સાલ શુભ વાર,
અઢારસો ચોરાણુમાં ફાલ્ગુન જય ઉર ધાર.
મગનભાઇના બે દિકરા, દલપત પરસોતમ,
ઘણું જીવો કુળ દિકરા, બંધવ બેઉ ઉત્તમ;
મહોલાલ મૂલચંદના સૂત સપૂત છે એહ,
દિર્ઘાયુષ ત્રણે થજો, ધન્ય ઓશવાલ દેહ.
જે હોલાભાઈ દિકરા, કર્યા હુઠીસંગ સુત,
કાકાના ખોળે લિયા, નર વિર રત્ન સપૂત;
ભાણેજ નગરશેઠના વિધ વૈભવ સુખકાર,
જગ પ્રસિદ્ધ જગમાં બધે વંદે સઉ નરનાર;
સંવત ઓગણિ પાંચમાં (૧૯૦૫) પંચ તીર્થ લેઇ સંઘ,
દયા શેઠાણી શણગારથી અસલ જઇન ઉમંગ.

મનહર.

ભવ રંગ લીંબુ જેવો ઉપરથી લાગે કેવો,
અંદરથી ચાખો ત્યારે ખટાશ વર્તાય છે.
મીઠું તો સૌકો ભાખે ઉપરથી મીઠું મીઠું,
મુખમાં પડે છે મીઠું ખારાશ જણાય છે.
દેવતાનો રંગ જોતાં સુશોભીત કેવો દીપે,
અંગપર અડતાંજ કેવું તો દઝાય છે.
એવો રંગ ભવતણો ઉપરથી ડોળ મોટો,
અંદર નિહાળે ખારો ખાટો એ દેખાય છે.

## રાગ વૈહરભી.

કાળે ક્રોધ આ શો કર્યો, લઈ શેઠ સુખકાર;
ઝાડ પ્હાડ દુઃખી થયાં, દુઃખી સૌ નરનાર. કાળે૦
સાધુનો શોખી ઘણો, જેનું વૈરાગી મન;
જોતાં જોતાં ચાલ્યા ગયા, જુઠું કે આ સ્વપન. કાળે૦
શેઠ જાતાં જગમાં શું રહ્યું, રહ્યું દુઃખને દુઃખ;
સુખ હવે પરવારીયું, દીઠાં ઉદાસી મુખ. કાળે૦
મેહેલ ઝરૂખાં ને માળિયાં, દીલગીર દેખાય;
ઢોર રૂવે ખોડા ઢોરનાં, શેઠથી રે જીવાય. કાળે૦
ઘાસ આપી નામ રાખીયું, અર્પણ મોટું રે ખીડ;
દયા જાણી શેઠે દિલ વિષે, ભાગી ઢોરની ભીડ. કાળે૦
જહાં વાસો હશે શેઠનો, તરૂવર ભુલે નવ પ્રેમ;
ઝાડ રૂવે આંસુ પાડતાં, શેઠ જાવાથી ગામ. કાળે૦
બાગ બગીચા સુકા પડ્યા, ફુલ ફુલ કરમાય;
આધાર રૂપ જાતા થકી, નિરાધારે શું થાય. કાળે૦
વાડીલાલ દુઃખ દાખવે, નહીં દુઃખનો પાર;
ગેબી ગોળી આ લાગતાં, ગયો નોધારાધાર. કાળે૦

## લલિત.

અરર ઓ પ્રભુ શું રે આ થયું, જરૂર દેખતાં રત્ન તો ગયું;
ધિરજ શી ધરું હામ ના રહે, કઠણ કોપ આ શી રીતે વહે.
શરણ આપતું ધામને હતું, વરણ જે અદારને રહ્યું જતું;

પરમ પ્રેમનો સુખ સાગરે, અરર એ જતાં ચિત્ત ન ઠરે.
મરણ તો ઠળ્યા રંક તો રૂવે, મરણ આવતાં કયાં હવે જુવે;
શરણ સુખનું નાશ પામીયું, ગુપત દાનનું સુખ વામીયું.
ગુપત રંકને અન્ન આપતા, અધિક પોષીને જે નભાવતા;
શિતને સમયે વસ્ત્ર આપીયાં, સદ્‌ગુણી તમે દુઃખ કાપીયાં.
વિનયવંત જે વાત સાંભળો, મરણ સાંભળી બેરે બાકળો;
અરર હાયરે હાય શું થશે, અતિશય ગાન કયાં હવે હશે.
ખસુસ હું કહું નહીં જીવાયરે, નરવિર જતાં દુઃખ થાયરે;
પશુ પક્ષીને પંખી ટળવળે, નહિ નીર જે પાછાં જે ભળે.
નગર લોકને દેશ વાસીયો, ભુમિપર રૂવે દાસ દાસીયો;
ઘર ગામને સહુ મેવાસીયો, કડડ કોપથી જન ત્રાસીયો.
કહુ હું ખરે શાણો આ જતાં, વિરહ શેઠથી દુઃખ જે હતાં;
પલક એકમાં પ્રયાણ જે કર્યું, દયા છતાં તમે દુઃખ ન ધર્યું.
વિર દુઃખમાં વ્હેતા તો કર્યા, સુખી થાવાને સુધામ સંચર્યા;
ચતુરની હવે ખોટ ત્યાં પડી, પેમાનમાં ગયા ત્યાં રમો દડી.
સરવને તજી ઈંદ્ર સાથીયા, ગરવ ન મળે દેવ સાખીયા;
કુપે નાંખી શું વૃત કાપશો, દુઃખને સમય કયારે આવશો.
ફરી કયાં ઠરૂ ઉપાય તો નથી, વચન શેઠનાં શું કહુ કથી;
વહિ ન તમે ન જણાવતા, કરીને તમે નજર આપતા.
સરવ સ્થળે છે હડતાલરે, નરવિર જતાં શું હવાલરે;
વદિ શું કહુ નગર લોકરે, ધીરજ કયાં તજો મુકો શોકરે.

## ભુજંગી ચાલ.

કર્યા દેવ દેરાં મહા સુખ વાટે, નહીં દેહ વ્હાલી ખરા ધર્મ માટે;
સદા શેઠ રૂડા કીધા ઉપકાર, ખરે જીવતા દીપતા એ પ્રકાર. ૧
નહીં લોભ ને લ્હાવ રૂડાજ લેતા, અનાથો તણી ભાળમાં ચીત્ત દેતા;
થતી લ્હાય જે લ્હાય છે દુ:ખકાર, ખરે જીવતા દીપતા એ પ્રકાર. ૨
વડીલો ખરા યૂગમાં નામ ચાલે, હુલાવ્યા વિનાતો નહીં લોક હાલે;
સહુ માન રાખે સદા આપભાર, ખરે જીવતા દિપતા એ પ્રકાર. ૩
હઠીસંગ કીર્તી હજુ દીપકારી, અરે સૂત એના દિપે લાભકારી;
ગણે દેવ કે આ દિસે અવતાર, ખરે જીવતા દિપતા એ પ્રકાર. ૪
નથી શાંત થાવા જગે લ્હાય હૈયે, ગયા જાણનારા હવે કોને કૈયે.
થતા આમ તર્કો ખસે કેમ ખ્હાર, ખરે જીવતા દીપતા એ પ્રકાર. ૫
દુહીતા તણો દીકરો દિપ માન્યો, મણીએ સમો ગાદિયે લાવી આણ્યો
મણીભાઇ નામે રૂડા જે કરાર ખરે જીવતા, દીપતા એ પ્રકાર. ૬
મહા સ્મર્થ જાતા ઘણું એજ જીવો, દિપો કુળ રૂડે મણીરૂપ દીવો:
તપો શેઠ ગાદી રૂડાએ વિચાર, ખરે જીવતા દીપતા એ પ્રકાર. ૭
ગિરીરાજ આબુ કરી ધર્મશાળા, રૂડા ધર્મમાં ઓપતા જૈનવાળા;
દિપે ગુણ એના થકી શાંન્તકાર, ખરે જીવતા દીપતા એ પ્રકાર. ૮
બળી ધર્મશાળા જુઓ લ્હાય ભારી, રૂડા પાલિટાણે ફરીને સુધારી;
જશે શાંત્ત કીધા ગગ્યા તેજદાર, ખરે જીવતા ઓપતા એ પ્રકાર. ૯

## મનહર.

વિવિધ પ્રકારે કરી વૈભવ અનેક રૂડા,
સગાંને ભુવન છોડી જાવું નથી છાજતું;
વડાં ગાન તાનતણી રમ્મત ગમ્મત કરી,
મુકી જાતાં રોતા હવે દીલ નથી છાજતું.
બગ્ગીમાં બેસાડી કરી મોજે તેઃ મજાની કરી,
રખડતા શાને મુકી ગયો ચાલી આજ તું;
હસાવી રડાવ્યા સાને શોભે નહી ઘટે એવું,
કહે વાડિલાલ શેઠ જુક્તિ નિવાજ તું.

## મનહર.

પ્રાગવડ પંખીયોનો કાળે તો વિજાઈ પાડયો,
તરસ્યાનું તળાવ જે આજે તો ઉપાડીયું;
આનંદી શોભીતો શેઠ સુધામે સિધાવ્યા થકી,
સાલ પટ્ટુ પુંજ દાતા નગર આ છોડીયું.
મો..માં ઉડાવનાર! મોતીઓની માળાવાળા,
ઝવેરાત તણા રાગી ઘર આ વખોડીયું;
દાખે આજ વાડિલાલ આમ ગયા દુઃખી કરી,
ફુટી ગયું ગરીબના કર્મતણું કોડીયું.

## ગરબી.

પડવેની પણ પ્રીત ગતમત ભુલીરે—એ રાગ.

ભાવીયે દીધુ દુઃખ હવે કયાં કહીયેરે,
ગયા શિરોમણી શિરતાજ કષ્ટ સહીયેરે;
જશવંત મ્હા ધનવંત બળવંત બળિયોરે,
પારષરૂપ આનંદકાર સ્વર્ગે ભળિયોરે;
એ જતાં સૌ નરનાર દુઃખનો દરિયોરે,
એ ઉતર્યો ભવની પાર ફેરો ટળિયોરે.

**સાખી.**

ખબર આવે આપની, ભાગે ગ ી ભ્રાંત;
સાચુ કે સ્વપનુ હશે, કોણ ક અહીં શાંત.
હવે કોણ સુણે મુજ વાત ધગે દિલ હૈયેરે,
આ કીધાં પુરણ પાપ હમે પસ્તઇએરે;
નથી ઠરતું હમારૂ ચીત્ત દુઃખના ચાળેરે,
જેમ જેમ આવો યાદ ચડુ ઉકાળેરે;
આ દુઃખ રૂપીયો સંસાર દુભે હમનેરે,
નવ લિધાં તમારી સાથ દયા નહીં તમનેરે.

**સાખી.**

દયા તજી દયા છતાં, હત દુઃખના જાણ;
ડુબાવ્યાં દરિયા વિષે, હુંકારી લઇ વહાણ.
આમ કરી ચાલ્યા આપ હેત ઘટાડીરે,
ભરકુપે નાંખ્યાં ધિર સ્વાદ ચખાડીરે;
વડાની નહી રીત કોને કહીએરે,

મનમાં સમજીને લાજ મન મુકઈએરે.

**સાખી.**

સુખ પામો સ્વધામમાં, એ જીવ ઉત્તમ સાર;
શાંતીમાં રાખો સદા પરઉપકાર અપાર.
ભાવીનું જ્યાં જોર કહેવું કેમ છાજેરે,
ગુણસાગર ભંડાર સ્વર્ગે બિરાજેરે;
વાડિલાલની અર્જ દિલમાં લઇએરે,
સુખ દુઃખ આ સંસાર સગાજી રહ્યાંઓરે.

**મનહર.**

કંચન આપવાવાળો કરણુ શરણુ પામ્યો,
શરણુ પ્રભુનું લેતા દેવા ગયો દાનને;
અમીરાતતણી ત્યાંતો ખોટ તો જણાવા લાગી
હોટ મુકી ગયા એતો તજી અભિમાનને.
ઝવેરી દેવારેતણું પારખુ કરવા માટે,
જેશિંગ ઝવેરી જુને ચલ્યું ત્યાં નિદાનને;
દાખે વાડિલાલ હીરા ઝવેરી ઝવેરી જાણે,
દેવતણા ઝવેરીઓ રહ્યા ગુલતાનને.

**મનહર.**

જૈનધર્મ જાણનાર મીલ જેને નવ કરી,
સાધન પુરતાં છતાં જૈનધર્મ ધારીને;
જોગવાઈ જુવે જેવી તેવી તેને મળી શકે,

છતાં પાપ જાણી પોતે વૃતીને સુધારીને.
અનુભવી હુન્નરી એ જેવું દેખે તેવુ કરે,
નજરના આબેહુબ કીર્તીને વધારીને;
જૈન પુજા વ્હાલી જેને દેવના ઝવેરી થયા,
લાલચને મુકી દુર મીલ જે નઠારીને.

મનહર.

આમ જો કરવું હતુ પ્રેમને વધાર્યો સાને,
કુવામાં ઉતાર્યો પ્રેમે હવે દેવા દૂખને;
ઘટે નહી ધિર વિર હસાવી રડાવ્યો સાને,
હડતાળ પાડી તોતો થાઓ સનમુખને.
ઘરવિષે ખાવા ધાય નિંદ્રામાં નજરે આવો,
ઝંખના દિવસતણી સ્વપને મ્હા સુખ છે;
સંયોગી વિયોગી થતાં આંખ જ્યાં ઉઘડી મારી,
નરવર ચાલ્યા ગયા એતો દુઃખ દુઃખ છે.

મનહર.

હવે મન વારૂ સાને શી રીતે અંતર ઠારૂ,
જયસિંહ વિના હવે નથી મને સૂજતું;
બગીચામાં નવ ગોઠે સરોવર નીર તીરે,
કુવારા હવેલી છતાં તપ્યું નથી બુઝતું.
કાયર કાયર થાઊ નવ ચીત ચોટે મ્હારૂં,
જખમ આ ગેબી ઘાનું દુઃખ નથી રૂઝતું;

**દાખે આજ વાડિલાલ છબિલાની લ્હેર જાતાં,**
**વ્યાકુળ આકુળ થઈ રહે મન ખુચતું.**

વિધ વિધ વૈભવ કરનારો, ગયો કરવા શેઠ સુધારો.(ટેક)
પડી દેવ જગાઓ ખાલી, જબરી તકરારો આલી;
દેવ બીડો આજ સ્વિકાર્યો, ગયો કરવા શેઠ સુધારો.
બધા દેવોની કુંચી, લાવો સોંપો જાત ઉંચી;
કોણ મળે સુખ કરનારો, ગયો કરવા શેઠ સુધારો.
ગયા શેઠ દેવની પાસે, થયું સામૈયું ઉલાસે;
શેઠ દેવ રૂપ ભળનારો, ગયો કરવા શેઠ સુધારો.
જુવો ઉંચી જાતજ એની, નથી કોઇ બરાબર તેની;
નિષ્પક્ષપાત કરનારો, ગયો કરવા શેઠ સુધારો.
અવધી આપી શેઠ ચાલ્યા, શીધ શોક ધરોછો ઠાલા;
એ હરદમ દુઃખ હરનારો, ગયો કરવા શેઠ સુધારો.
ઇંદ્રે નાંખી મોહ જાળ, કેમ આવે જીવ પ્રતિપાળ;
તાલ રંગ ધરનારો, ગયો કરવા દેવ સુધારો.
ઇંદ્રને ગાયન પ્યારૂં, વળી ગાયન શેઠ ભળનારૂં;
થયા ઇંદ્રરૂપ વિચારો, ગયો કરવા દેવ સુધારો.
વાડીલાલ વિરલા આવા, રાજનગરમાં થાવા;
વિરહ દુઃખ વિસારો, ગયો કરવા દેવ સુધારો.

**પંજરે મારૂં મન પ્યારી—એ રાગ.**

દીલગીરી આ દિલ ધારો, થયો ક્રોધી કાળ નઠારો;

રાજનગરનો વાસી, જતાં હીરો આજ ઉદાસી.
થયો ફેર બધે આ કાળો. થયો ક્રોધી કાળ નઠારો;
જવાનું નવ જણાવી, આનંદી આમ બનાવી.
જતાં નરવર સૌ હારો, થયો ક્રોધી કાળ નઠારો;
ગયો ધર્મ ધ્વજા ફરકાવી, જગમાં નામ જમાવી.
કરણુ કષ્ટ હરનારો, થયો ક્રોધી કાળ નઠારો;
નથી આમ તમોને ઘટતું, દુઃખ વિરહ તણું નથી સમતુ.
હવે નથી દુઃખનો આરો, થયો ક્રોધી કાળ નઠારો;
પ્રભુ શાન્તીએ પામો, પરમારથ જેનાં કામો.
દિલગીરી લોક હજારો, થયો ક્રોધી કાળ નઠારો;
કહે છે વાડીલાલ એવું, સુખ દુઃખ એમ સ્હેવું.
ગયો રાજનગર નર ન્યારો, થયો ક્રોધી કાળ નઠારો;
આનંદકારી, થઇ ઉપકારી, દુખમાં ભારી, આંમ કીધુ સાને કંથ.
વીયોગી કરી, સ્વામી સીધાવ્યા, કરવું ઘટે આમ;
ખાવું પીવું મને ગોઠતું નથી, ક્યાં મળો સુંદર સ્યામ.
છબ્બી રૂપાળી, મનમાં ધારી, તરતીભાળી, આવી મળો મને કાંત;
તમ જતાં જૈન ભક્તિ કરશું, ભવ ભ્રમણ મુકી ભ્રાંત.
ભક્તિ સારી, જૈન ઉચ્ચારી, છે સુખકારી, રાખી મનમાં શાંત;
(આણંદકારી)

ગયા સુખ કરનારા, પ્રાણુ આધારા, દુઃખ હરનારા,
જેશિંગભાઇ શિરતાજ—એ ટેક.
હિરો ગુમાવ્યો હાથથી અમે, નવ ચાલ્યો ઉપાય;

દયા શેઠાણી દુઃખીરે કીધાં, દયા છતાં આમ થાય. ગયા.
લ્હાવોરે લીધો, દેવથી રૂડો, અંજન સલાકા અનુપ;
પધરામણી ધર્મપ્રભુની કીધી, જેવી કીર્તી તેવું રૂપ. ગયા.
શેઠ છબિલા શણગાર રૂપે, ભાર્યા ગુણ ભંડાર;
જગતપ્રસિદ્ધ રચના કીધી, સફળ કરી અવતાર. ગયા.
દેવનું દર્શન કરવા માટે, બાંધ્યું ઘરની પાસ;
દેરાસર અનુપમ કીધુ, આદિદેવ પ્રકાશ. ગયા.
નવ વર્ષના નરવર રત્ન, શોભાવી આ શહેર;
મ્હાર વાડીની ખુબી વધારી, કિર્તીસ્થંભ લીલાલ્હેર. ગયા.
જગત બધુ બહુ સંભાળ અનુભવી અથાગ;
શ્રીમંત ગાયકવાડની સાથે, બિડ્યો રૂડો પુષ્પબાગ. ગયા.
ભાગીન્દ્ર [illegible] કીધો, ભંગદર મ્હોટા રોગ;
બન્ને બાન્ધવનો વેરી એ જાગ્યો, પાડ્યો સદા વિયોગ. ગયા.
બહુ દુઃખકારી સહુ નરનારી દીલગીરી ભારી.
ઉપકારી જાતાં [illegible]—એ ટેક.
દાનાર્થનાં લક્ષ ધન દીધં, દેતા ભરપુર;
સંઘ કહાડી નામ જમાવ્યું, શેઠાણી આનંદપુર. બહુ.
પદમણી પચીસ વરસના, શેઠાણી સુભાગ્ય;
શ્રીમંત ગાયકવાડે કહ્યુ, જે જોઈએ તે માગ. બહુ.
પદમણીનાં પગલાં થકી તો, થયો રાયનો સંગ;
કાંચરકુ બીડ સરકારે દીધુ, અર્પણ ઢોર ઉમંગ. બહુ.

ઢોર જીવે ખોડાઢોરનાં, એવો શેઠ પુરો પ્રતાપ;
સ્વારથ ત્યાગનો બોજ ઝીલ્ને, જીવદયાતણી છાપ. બહુ.
આનંદી હિરો, નરવર પિરો, રંકનો વીરો,
જીવતા છે જશરાજ—એ ટેક.
મહાલક્ષ્મી નામે દુહીતા, લક્ષ્મીરૂપ અવતાર;
ગર્ભ શ્રીમંતની ગણના ગણતાં, કેમ પામુ હું પાર. આનંદી.
બાર લાખની જબરી સખાવત, કેમ રહે હૈયું સાથ;
પૈસાની દરકાર નહી જેને, જેના ચક્રેશ્વરી હાથ. આનંદી
ભાણેજ દેખો શેઠના કૈયે, ધન્ય ધન્ય સમરત સુત;
મણી રૂપએ દીપક હાવો, મણીભાઈ સપુત. આનંદી.
દેવતણું વરદાન લઈ યુગમાં, જનમ્યા સહુ સુખ માટ;
પર ઉપકારી પરમ દયાળુ, ઠામ ઠામ દેરાસર ઠાઠ. આનંદી.
લાજ વધારી શેઠ શણગારે, બને પ્રભુનું નામ;
દુષ્કાળે અંજાર ખેત્રજ બાંધી કીધાં રૂડેરાં કામ. આનંદી.
ગુણ કદર ગણ ના કરવી, જાણી જતા સુખકાર;
ભવ સુધાર્યો બન્ને મળીને, ધન્યવાદ વારંવાર. આનંદી.
દુષ્ટ સરીખો કાળજ કોપી, નવ સમજ્યો અજાણ;
મેઘ જેવા એ શેઠજ રૂડા, વરષી ન માગે દાણ આનંદી.
હઠીપરૂ વાડીના અર્થે, બાંધ્યું સુખ દેનાર;
રાજનગરનો હીરો જતા, એ દુઃખ અપરંપાર આનંદી.
તેજ ગયું ને તાલ ગયો, વળી વ્હાલ જતાં નહી રંગ;

કોહિનુર હિરો એ જાતાં, છેક બન્યા એ ઢંગ. આનંદી.
કાળ ઘોજારા સર્મ તજીને, કીધો આ ઉતપાત;
ભેદ તણી સુખ દુખની વાતો, જતાં રૂવે બધી જાત. આનંદી.
પરમારથ પર પ્રેમ લગાડયો, ખોઢાઢોર મહાસુખ;
કીર્તી કોટ વાડીલાલ દેખે, જીવતા ગુણ સનમુખ. આનંદી.

## દોહરો.

ઝાંખી વસ્તુ સૌ દિસે, ઝાંખુ શહેર તમામ:
ગુણી નામ વિસરે નહીં, ધન્ય જેશિંગભાઇ નામ.
દેશ વિદેશ ઇચ્છે ઘણા, કીર્તી ઠામો ઠામ;
ગુણ જેના આગળ તરે, ધન્ય જયસિંહ નામ.
ધન માલ મીલકત બધી, લાગે એજ નકામ;
રાજનગર હીરો હતો, વિજયસિંહજી નામ.
આબાદ રૂપ આખર લગી, જશ ડંકા શુભ કામ;
ગામ ગામ શુભ ધામથી, ધર્યાં નામ આરામ.
શાંન્તી પામે સ્વર્ગમાં, દાને રચ્યાં દામ;
વસ્યા વાસ દેવસ્થળે, દેવલોકમાં નામ.
વાડીલાલ વિનતિ કરે દેતા બ્હોત ઇનામ;
એનામી કેમ વિસરે, યુગોયુગમાં નામ.

## લાવણી.

અરે અર્જ ઊર મુજ ધારો, ઓઠારી વાકય ઉચ્ચારો;
થયો સખ્ત ઘાવ અટારો, થયો કાળજ દુષ્ટ નઠારો.

મીઠો દાનેશ્વરી એહ, કંચન સરખી છે દેહ અગાઢ જેનો સ્નેહ.
છે શુર જગમસુર દયાળુ ઊર કૃપા કરનારો થયો કાળજ દુષ્ટ નઠારો.
કરૂણા ભરેલી કાયા, અનહદ રેડની માયા;
રંકોપર જેની છાયા, કરી ભાગ, ધરી અનુરાગ, નવ પામો
તાપ કષ્ટ હરનારો, થયો કાળજ દુષ્ટ નઠારો.
દ્રષ્ટી જેના પર તેની શુભદશા થઈ છે એની, સાંભળ સૈયર તું વ્હેની;
દીયે છે દાન, તજીને માન, અતી અન્નપાન, પ્રેમ ધરનારો થયો કાળજ૦
હતા તેજ ભરેલા ભાઈ, શું ડાહ્યાને ચતુરાઈ;
ગુણ લોક રહ્યું છે ગાઈ, કરી શુભ કામ, ધરીને હામ, જગમાં નામ
સુખ કરનારો, થયો, કાળજ દુષ્ટ નઠારો.

## રઘુપતી રાગ કૂકડમાં રહેજો—એ રાગ.

સખી પહેલે વાત હમારીરે, થયાં દુખી સૌ નરનારીરે;
શેઠ જાતાં વસ્તી દુખીઆરી સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી બીજે કોન્ફરન્સ કઢાડીરે, રાજનગરની શોભે વાડીરે;
એવા શેઠ સભાગે કઢાડી, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી ત્રીજે પાછી વાળીરે, પાટણથી અહીં સંભાળીરે;
ભાવનગર પહેલાં દિવાળી, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી ચોથે ટેકજ વાળારે, અતી આનંદના ઉછાળારે;
નાક રાખી થયા સુછાળા, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી પાંચમે વિયોગી કીધારે ડાહ્યા છતાં દગા શું દીધારે;

જેના ગુણ ગણી ગણી લીધા, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી છઠે સૌ હામ હારીરે, ધન્ય જેશીંગ હીમત ભારીરે;
ટેકીલે નાંખ્યા મર્દ મારી, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી સાતમે શિતળ છાયારે, અનહદ સભાની માયારે;
જેની હીમતે જૈન ગુણ ગાયા, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી આઠમે વોલીનટીયર કીધારે, માથે પટકા ગુલાબી દીધારે;
બાબુ શિતાબચંદજી કોલજ લીધા, સદાગુણ શેઠ તમારા ખટકેરે. ૧
સખી નોમે સભા માન મલીયુંરે, અધિક ભાષણ હદ્દ નીકળીયુંરે;
જેશીંગ શેઠે સફળ કામ કરીયું, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી દશમે નગરવાસીરે, શેઠે અમ કર્યું તપાસીરે;
થયા મોક્ષપદે શીવવાસી, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી એકાશી સુખકારીરે, શેઠ જાતાં દુઃખી નરનારીરેઃ
જેની જશ કીર્તી વિસ્તારી, સદાગુણ શેઠ તમારા ખ[illegible]રે.
સખી બારસે વિયોગ મોટોરે, ભલે શેઠીયા આનો [illegible]રે;
નવ જડે એનો જગ જોટો, સદાગુણ શેઠ તમારા ખ[illegible]કેરે.
સખી તેરસે સરકાર રાજીરે, ગાયકવાડ રહ્યા બીરાજીરે.
અખે કીર્તી જગમાં ગાજી, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી ચૌદશે નાંખ્યા ઢાળીરે, વાગ્યો કારમી ઘા દીલ ભારીરે;
જેશીંગ બાવની લ્યો સંભાળી, સદાગુણ શેઠ તમારા ખટકેરે.
સખી પુંનમે પુન્યજ કીધાંરે, શેઠ જતાં દાનજ દીધં[illegible]
અચળ માન શેઠે બહુ લીધાં, સદાગુણ શેઠ તમારા ખટકેરે.

પંદર લીથી શેઠની ગાવોરે, શેઠ જાતાં કરૂ ક્યાં હાવોરે;
વાડીલાલ મળે ક્યાં આવો, સદાગુણ શેઠ તમારા ખટકેરે.

મનહર.

પર ઉપકારી એતો લાચારી છોડાવી દીયે,
નાદારી તો દૂર ભાગે ધર્મ ધોરી જોઇને;
વરદાઇ મરદાઇ લઇને અવતાર લીધો,
રાજ રૂપ કોરે મુકે રૂપે રહ્યા મોહીને.
જોયા શેઠ નગરમાં નહીં રંગ શેઠ જેવો,
તેજ તણો ખંખકાર દેવ ભૂલે જોઇને;
દુરાચાર દૂર રહયો સલુણો સીયળવંતો,
ભંડાર સાગર પ્રેમ રહયો હુંતો રોઇને.

મનહર.

વખત જણાયા વિના જેશિંગ જવાનું થયું,
જયસિંહ નામ ખ્યારૂ જયસિંહ સમાન છે;
સિંહમાં તેં જીત લીધી શેઠીયાને જીતી કરી,
તેથી જયસિંહ આપ વિનય નિધાન છે.
વિનયથી જીતી લીધા રાજને ઉતારા દીધા,
સિંહ સંગે રહ્યા જેથી જયસિંહ માન છે;
કોન્સફરન્સ મિલાવી કરી બહુ માન લીધું,
જતાં જતાં ધર્મ તણું સંબધીને દાન છે.

મનહર.

અવધિ આપીને ગયા સંભારણું મુકી જઇ,

આવવાની નિશાનીમાં કોન્સફ્રન્સ લાવીને;
આશામાં તણાતા રાખ્યા પશુઓને દાન દીધું,
રાંચરડાનું બીડ આપી ધ્વજા ફરકાવીને.
વાડીની શોભામાં મણા રાખી નથી સુધારેથી,
બહાર જે વાડી તણી સંગીત મચાવીને;
જન હીત નર જતાં દુઃખની સીમારે નહીં,
પંડીતના જાણુનાર ગયા લલચાવીને.

મનહર.

લોક કહે ગયા શેઠ કાળે ઘેરી લીધા કહે,
પણ નથી ગયા એતો અખંડ દેખાય છે;
ઠામ ઠામ ગામ ગામ ગુણ સદગુણ દીપે,
અજ્ઞાને કરીને જુવે તેને તેમ જણાય છે.
કિરતી કમાઉ એતો નથી ગયા જીવતા છે,
ધીંગા સ્થંભ કીર્તીવાળા પ્રતક્ષ પ્રખાય છે;
દાખે આજ વાડીલાલ એક ઘડી સંગ થતાં,
ગુમ જાણી ખરે–મન હેતુ નું મુઝાય છે.

મનહર.

મીલ થકી પાપ દીસે ઉપદેશ દીધો મને,
તેથી મન પાછુ મારૂ એમ તો જણાવીને;
આવવા કહ્યુંતું મને પણ હું વિદેશે ગયો,
તેથી રહી ગયો લાભ રહ્યો ઓછુ લાવીને.

મનમાં ઉમેદ હતી સારા કવિ શોધવાની,
તેથી લેવા માટે ગયા ભુલ ખવરાવીને;
ખબર આ થતાં મને દીલગીરી ખુબ થઈ,
પારસ રંગજ ગયો દિલાશો દેવરાવીને.

મનહર.

રાગડા તાણવા થકી લોક મને ગાંડો કહે,
ઉદાસી દેખાડવાથી ગાંડો કે તું આવ્યો છે;
તેમ હું ધીરજ ધારી મનમાં મુઝાઈ કરી,
ગયા ને જે શાંન્તી માટે શાંન્તી દેવ ગાયો છે.
દાખલા અનેક લીધા રાવણ સરીખા જાતાં,
અવધી આપીને ગયા કીર્તીગઢ છાહ્યો છે;
ગુણની કદર વાળા હુતા એ નામ રાખે,
મહાલક્ષ્મી લક્ષ્મી રૂપ તર્કને હઠાયો છે.

મનહર.

સગાં વ્હાલાં બહુ રૂડાં રૂડા ઘરબાર દેખો,
દરબાર ગઢ વાળા સૌ ચાલ્યા જાય છે;
નિંદ્રામાં આભાસ ભાષે રંગ એવો જગ તણો,
નિંદ્રા થકી દુર થાતાં કહો ક્યાં દેખાય છે,
જગતની જુઠી જાળ રાવ રાણાને કંગાલ.
વાદળી સમાન રંગ ચડી પડી જાય છે,
દાખે આજ વાડીલાલ કાળ તો બધાને ખાય;
સદગુણી નર જાતાં, જાત સૌ પસ્તાય છે;

## મનહર.

જેશિંગ તમારા પુઠે અન્નદાન ધન દાન,
દેવા માટે આવ્યો હું તો કવિતા દેવાની છે;
વિયોગી તમારો થતાં દુઃખ હવે કોને કહુ,
નગરનું લોક જાણે લિજ્જત કહેવાની છે.
વિયોગે નગર દુઃખી ઝાડ પ્હાડ સબ દુઃખી,
ઘર ગામ વાડી દુઃખી શીક્ષા તો લેવાની છે;
આવા આવા વિર જાતાં ન્યાઇને ભલાઓ જાતાં;
કુડીલા સંસાર વીષે દેહ ક્યાં રેવાની છે.
રંગનાં ચટકાં કહે રંગ નથી ભંગ થયો,
એમ મન જાણે ભારે ધરતી આ ભાંખે છે;
સંતાઇ છત્તાએ થાય આવીને હસાવે ભારે,
આમ શું રડાવી ચાલ્યા એ ખરૂ આભાસે છે.
જેવું હોય તેવું કહો અધીરા વ્યાકુળ કરો,
બાવરા બનાવી દીધા ક્યાં હવે વિલાસે છે;
દાખે આજ વાડિલાલ હરદમ જોતાં કળજી,
મન વાળી જોડ કરી કીર્તીને પ્રકાશે છે.

## મનહર.

પૈસા જેવી ચીજ વ્હાલી બાપ ન બેટાને આપે,
બેટો ન પિતાને આપે એવો જેનો પ્યાર છે;
તેને તમે વૃથા ગણી કીર્તી સ્થંભ રોપી કરી,

રાંચરડા જેવુ બીડ દાનમાં ઉદાર છે.
જીવ દયા પ્રતિપાળ તણુતો પાટીયું બાંધ્યું,
કહે લોક કરી દેવા કોણુતો તૈયાર છે;
ઢોરને નભાવા માટે જીવ એ અનાદી જીવે,
કરણુની ધ્વજા જેવા શેઠ એ દાતાર છે.

## મનહર.

કરણુની ધર્મ ધ્વજા શેઠની દયાની ધજા,
કરણુથી અધીક આ જેની છાપ વાગી છે;
કરણે કંચન આપ્યું અબોલાને કોણુ આપે,
અબોલ્યાં ઢોરને ઘાસ આપી ભીડ ભાગી છે.
મનુષ્ય મ્હેનત કરી જેમ તેમ બોલી ચાલી.
દેહને ઉભીરે રાખે વાચા જેની રાગી છે;
અનાથ અબોલ્યાં પ્રાણી મુગા મુખે કોને કંદ,
શેઠે અર્જ જાણી અનુરાગી ખડ ભાગી છે.

## મનહર.

છાપ જય વિજયની જેણુ ધર્મ નીની જાણી,
સિદ્ધ રાજ જયસિંહ કે (આ) જયસિંગ છે;
જે નીર નવાણુ કોધાં આને પણુ દેવ દેરાં,
હઠીસંગ કુળ વિષે ઘણા એક રંગ છે.
ન્હોતી મીલ ત્હોયે માન મીલથી વિશેષ માન.

મીલ વાળા જૈન બની સમય પ્રસંગ છે;
જેવું જેને ભાવ્યું તેણે તેવું તેણે ખેંચી લીધું,
કંચન જેશીંગ બની જડયુ ધર્મ નંગ છે

## મનહર.

જોયા ખુણા ખોચરાને હાટને હવેલી જોઇ,
ગામ ધામ જોયાં આમ મસ્કરી ના કીજીએ;
વડાની વડીએ રીત ફાળતો પડાવો સાને,
સંતાઇને કહો વીરા અધીરા ન ભીજીએ.
દેશને વિદેશમાંથી પત્ર તો લખીને દેતા,
અગર આવીને ધીર એવી સાતા દીજીએ;
પ્રેમને જોવાને માગો શતાવું તો ઘડી એક,
આમ લાંબો ટેમ થતાં વિચાર તો લીજીએ.
જગતમા શેઠ જોયા શેઠીયા થઇને ફરે,
મણાર વગર એવા ઘણા એક જોયા છે;
નથી કોઇ બાકી રાખ્યો હુંબરથી અનુભવી,
એવા શેઠ જનસિંહ રાગે રંગે મોહ્યા છે.
જેશિંગ જવાથી પ્યારા નથી પડ રંગ રહ્યો,
ખાધી બહુ પીધુ એમ સ્વાદ સહુ ખોયા છે;
શેઠજી તનારા પુરે રંગ તજે પાઘ તાણી,
વાડીલાલે છંદ રચી મનહર પોયા છે.

### મનહર.

જવાનું જરૂર જાણો રેવાનું કશુએ નથી,
રહ્યું નથી રહેશે નહીં જન્મે એજ જાય છે;
સંસાર અસાર દેખી આળ આ પંપાળ ભાળે,
કપારનાં કામ બાળી ગતી શુભ થાય છે.
મતીતો મુઆઈ માની દાન વીર શુભ થાતાં,
કૃતીને સુધારી ચાલે ભય ન વર્તાય છે;
અનીતિથી ઠામ ઠામ ભય ભય ભ્રાંત્તી દેખે,
ક્રાંન્તી તણો લોપ થતાં નિચાઈ દેખાય છે.

### મનહર.

લોક કહે શેઠ ગયા સાચુ તો મનાતુ નથી,
એવા નર કેમ જાય ઇશ્વરનો ન્યાય છેઃ
લોક તો ખોટાજ બોલા જુવો કેવું ખોટું બોલે,
ખારૂં લાગે ખાધે ગોળું મોઢું ઉચરાય છે.
ઘર ઘર જુઠું ભાખે કોનું કે'વું સાચું માનું,
સાચા નર જયસિંહ કહેતો મનાય છે;
ત્યાં લગી નથી એ ગયા તીલ હું નિંદ્રામાં દેખું,
હિ યે એ આભાસ જુણે અચળ ગણાય છે.

